वच्चे माहणेत्ति वा समणेत्ति वा भिक्खूत्ति वा णिग्गंथेत्ति
૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
वा ? तं नो बूहि महामुणी !॥ इतिविरए सव्वपावकम्मेहिं
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯
पिज्जदोसकलह० अब्भक्खाण० पेसुन्न० परपरिवाय०
૩૦ ૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫ ૩૬ ૩૭ ૩૯
अरतिरति० मायामोस० मिच्छादंसणसल्लविरए सहिए
૩૮ ૪૦ ૪૧ ૪૨ ૪૩ ૧૫ ૪૪ ૪૬ ૪૭ ૪૮
समिए सया जए णो कुज्झे णो माणी माहणेत्ति वच्चे ॥१॥

શબ્દાર્થ : (૧) પશ્ચાત્ (૨) ભગવાન્ (૩) એ (૪) તે (૫) જિતેન્દ્રિય (૬) મોક્ષાર્થી (૭) કાયા (૮) વોસરાવી દીધેલ (૯) કહેલ (૧૦) માહણ (૧૧) શ્રમણ (૧૨) સાધુ (૧૩) નિર્ગ્રન્થ (૧૪) કહો (૧૫) ભગવાન્ (૧૬) કેવા (૧૭) અમોને (૧૮) કહો (૧૯) મહામુણિ (૨૦) એવા (૨૧) વિરક્ત (૨૨) સર્વ (૨૩) પાપકર્મ (૨૪) રાગ (૨૫) દ્વેષ (૨૬) ક્લેશ (૨૭) અભ્યાખ્યાન–આળ (૨૮) ચાડી (૨૯) વાદવિવાદ (૩૦) અરતિ (૩૧) રતિ (૩૨) માયાકપટ (૩૩) જુઠ (૩૪) મિથ્યા (૩૫) દર્શન (૩૬) શલ્ય (૩૭) વિરક્ત (૩૮) સમિતિયુક્ત (૩૯) જ્ઞાનયુક્ત (૪૦) સદા (૪૧) યત્નાવત (૪૨) નહિ (૪૩) ક્રોધ (૪૪) માન (૪૫) ન કરે (૪૬) માહણ (૪૭) એવા (૪૮) કહ્યા

ભાવાર્થ – શ્રી શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીએ દેવો તથા મનુષ્યોની સભામાં ઉપદેશ આપેલ છે કે જે પુરુષ ઈન્દ્રિયોનું દમન કરનાર, મોક્ષના અભિલાષી તથા શરીર મમત્વનો ત્યાગ કરનાર સાધકને માહણ, શ્રમણ. ભિક્ષુ, તથા નિર્ગ્રન્થ કહેવાય ત્યારે શિષ્યે પ્રશ્ન કરેલ કે અહો પૂજ્ય ? એ ચારે નામવાળા સાધકોના ગુણો મને ભિન્ન ભિન્ન કહી બતાવા કૃપા કરો એ પ્રશ્નના ઉત્તરમા ભગવાને ફરમાવેલ છે કે રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય–ચાડી, પર-પરિવાદ, નિંદા ( અન્યના દોષો પ્રગટ કરવા ) અરતિ, રતિ, માયા, જુઠ, તથા મિથ્યાદર્શન શલ્ય આદિ દોષોથી નિવૃત્ત, સમિતિયુક્ત, જ્ઞાનાદિયુક્ત, સદાયભાવત, અક્રોધી તથા અભિમાન રહિત સાધુને માહણ કહેવાય

**जोगसुद्धादाणे उवट्ठिए ठिअप्पा संखाए परदत्तभोई भिक्खूत्ति वच्चे ॥३॥**

**શબ્દાર્થ** : (૧) પૂર્વોક્ત ગુણો સહિત (૨) સાધુ (૩) અભિમાન રહિત (૪) વિનયવાન (૫) નમ્રતાવાળા (૬) જિતેન્દ્રિય (૭) મુક્તિ ગમન યોગ્ય (૮) શરીર મમત્વ રહિત (૯) સહન કરનાર (૧૦) વિવિધ પ્રકારના (૧૧) પરીષહ ઉપસર્ગ (૧૨) અધ્યાત્મયોગી (૧૩) શુદ્ધ (૧૪) ચારિત્રવાન (૧૫) ઉપયોગવંત (૧૬) મોક્ષમાર્ગમાં સ્થિત (૧૭) સંસારને અસાર જાણનાર (૧૮) અન્યનો આપેલ નિર્દોષ આહાર (૧૯) ભોગવનાર (૨૦) ભિક્ષુ (૨૧) કહેવાય

**ભાવાર્થ** – પૂર્વોકત સર્વ ગુણો સહિત માહણના શ્રમણના જે જે ગુણો કહ્યા તે સર્વ ગુણો સહિત અભિમાન રહિત, વિનયવાન, નમ્રતાવાળા, જિતેન્દ્રિય, મુક્તિગમન યોગ્ય, શરીર મમત્વ રહિત વિવિધ પ્રકારના પરીષહ–ઉપસર્ગોને સમભાવે સહન કરનાર અધ્યાત્મ યોગના પ્રભાવથી નિર્મળ શુદ્ધ ચારિત્રવાન શરીર શૃંગારથી રહિત, ચારિત્ર પાલનમા ઉપયોગવંત, મોક્ષ માર્ગમા સ્થિત, સંસારને અસાર જાણનાર અન્યથી પ્રાપ્ત થયેલ નિર્દોષ આહારને ભોગવનાર એવા આચારવાળા સાધુને ભિક્ષુ કહેવાય

**एत्थवि णिग्गंथे एगे एगविऊ बुद्धे संछिन्नसोए सुसंजते सुसमिते सुसामाइए आयवायपत्ते विऊ दुहओवि सोयपलिच्छिन्ने णो पूयासक्कारलाभट्ठी धम्मट्ठी धम्मविऊ णियागपडिवन्ने समियं चरे दंते दविए वोसट्ठकाए निग्गंथेत्ति वच्चे ॥४॥ से एवमेव जाणह जमहं भयंतारो ॥ त्तिबेमि ॥ इति सोलसमं गाहानामज्झयणं समत्तं ॥ पढमो सुअक्खंधो समत्तो ॥**

**શબ્દાર્થ** . (૧) પૂર્વોકત ગુણો સહિત (૨) નિર્ગ્રંથ (૩) રાગદ્વેષ રહિત (૪) આત્માને (૫) એકાકી જાણનાર (૬) જ્ઞાની (૭) આશ્રવ નિરોધક (૮)

સુસયત (૯) શુદ્ધ સમિતિ યુક્ત (૧ ) સુસામાયિકવત (૧૧) આત્માવાદી (
પડિત (૧૩) દ્રવ્ય તથા ભાવ (૧૪) સ્રોત (૧૫) છેદન (૧૬) નહિ (૧૭)
(૧૮) સત્કાર (૧૯) લાભાર્થી (૨ ) ધર્માર્થી (૨૧) ધર્મ (૨૨) જાણનાર (
મોક્ષ (૨૪) માર્ગને પ્રાપ્ત (૨૫) સમતાવત (૨૬) વિચરનાર (૨૭) ઇન્દ્રિ
દમનાર (૨૮) મુક્તિગમન યોગ્ય (૨૯) શરીર મમત્વ રહિત (૩૦) નિર્ગ્રંથ
કહેવાય (૩૨) એવા (૩૩) આપયોગ (૩૪) એવી રીતે (૩૫) જાણો
આમ કહ્યું તે (૩૭) ભયથી જીવોનું રક્ષણ કરનાર સર્વજ્ઞ.

ભાવાર્થઃ– પૂર્વોક્ત માહણ, શ્રમણ, ભિક્ષુના જે જે કહ્યા તે સવ ગુણો સહિત વિશેષમાં રાગદ્વેષ રહિત ગતિ આગતિમાં જીવને એકાકી જાણનાર, પદાર્થોના સ્વભાવને જાણ આશ્રવ દ્વારોને રોકનાર, પ્રયોજન વિના શરીરની ક્રિયા નહિ કર ઇન્દ્રિયો તથા મનને વશ રાખનાર પાંચ સમિતિ યુક્ત, શત્રુમિ સમભાવ રાખનાર, આત્માના સ્વરૂપના જાણનાર, સમસ્ત પદા સ્વરૂપના જાણનાર વિદ્વાન સંસારમાં ઉતરવાના માર્ગનું દ્રવ્ય ભાવથી બન્ને પ્રકારથી છેદન કરનાર, પૂજા તથા સત્કારના લા ઉપકારરહિત ધર્મની ભાવનાવાળા, ધર્મના તત્ત્વને જાણનાર, મોક્ષ સન્મુખ, અથવા મોક્ષમાર્ગને પ્રાપ્ત, સમભાવે વિચરનાર જિતે મુક્તિગમન યોગ્ય, શરીરને વોસરાવી દીધેલ, આવા ગુણો સાધુને નિર્ગ્રંથ કહેવાય. શ્રી સુધર્માસ્વામી જમ્બૂસ્વામી શિષ્ય વર્ગને કહે છે મે શ્રી તીર્થંકરદેવ પાસેથી સાંભળવા સુ તમોને ઉપરોક્ત હકીકત કહી છે તેને તમો સત્ય સમજો કાર જગતના જીવોનું ભયથી રક્ષણ કરનાર શ્રી તીર્થંકરો અ- સત્ય ઉપદેશ કરતા નથી જીવ માત્ર ઉપયોગરૂપ છે અસખ્યાત પ્ર છે સંકોચ વિકાશના ગુણયુક્ત છે પોતાના શુભા શુભ કરેલ ક ભોગવનાર છે દ્રવ્યથી જીવ નિત્ય છે પર્યાયથી અનિત્ય કહેવાય અનત ધર્મ યુક્ત છે આવી આત્માર્થી જીવોએ સસાર પરિભ્રમણ જેમ મશ્રણાદિના વધારનાર અનર્થના મૂળ સમાન આરંભ પરિગ્રહથી દૂર રહેવું એ આત્મશ્રેયનું કારણ છે

★